સંપ્રદાયિક પ્રાચીન-અર્વાચીન વાર્તા રહસ્ય, ભાવના,

ઐતિહાસિક વાર્તાઓથી ભરપુર

# ૨૫૨ વૈષ્ણવની વાર્તા

આવૃત્તિ ૪ થી

અનેક ચીત્રો સાથે



છતાં ન્યોછાવર ફક્ત રૂ. ૨-૦-૦ બે રૂપીઆ રાખી છે.

મુદ્રક: કેશવલાલ સાં. શાહ વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ સલાપોસ ક્રોસરોડ-અમદાવાદ

# પ્રસ્તાવના.

સૂર્યનું ઓળખાણુ આપવાની કે સોનાને રસવાની જરૂર જ જણાતી નથી, તેવીજ રીતે આ લઘુ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નથી, છતાં પ્રાસંગિક લખવું પડે છે કેઃ—આ શ્રીસર્વોત્તમસ્તોત્રનો પાઠ કે જેમાં શ્રીમહાપ્રભુજીનાં સર્વોત્તમ એવાં ૧૦૮ નામ છે. એ પાઠ અને નામાવલીનો જપ દરેક વૈષ્ણવે નિત્ય નિયમપૂર્વક કરવા આવશ્યક છે. કારણ કે એ વૈષ્ણવની ગાયત્રી છે, માટે હમેશાં નિત્ય-નિયમ કરતી વખતે જેમ અષ્ટાક્ષરમંત્રની માળા ફેરવે છે તેમ આ શ્રીમદ્વલ્લભાચાર્યનાં સર્વોત્તમ ૧૦૮ નામના જપની અવશ્ય માળા ફેર-વવી, એ વૈષ્ણવોની ફરજ છે. મારા તરફથી "**સાંપ્રદાયિક પુસ્તકો પ્રકટ કરવાની સંસ્થા સંવત ૧૯૬૬ની સાલથી શરૂ થઇ છે.**" તે દ્વારા આ દાસના તરફથી નાનાં મોટાં કુલ **૭૮ પુસ્તકો** છપાયાં અને તેની **સાત લાખ** નકલો જેટલી મોટી સંખ્યાનો ફેલાવો થયો છે. અને હજુ પણ એવાં પુસ્તકોનો ફેલાવો થાય એમ ઇચ્છું છું. વૈષ્ણવ-બન્ધુઓ તરફથી આવા "શ્રી સર્વોત્તમસ્તોત્રની" પાઠ કરવાની માગણી થવાથી મારી પોતાની શક્તિ અનુસાર સં. ૧૯૭૩ ની સાલમાં શ્રી સર્વોત્તમ સ્તોત્રના પાઠના પુસ્તકની ૨૦૦૦ નકલો છપાવી વિના મૂલ્યે વૈષ્ણવોની સેવામાં રજુ કરી હતી. ત્યારબાદ ત્રણ વરસે દ્વિતીય આવૃત્તિ સુધારા વધારા સાથે પ્રકટ કરવામાં આવી તે પછી પાંચ વરસે તૃતીય આવૃત્તિ થઇ તે પછી પાંચ વરસે આ ચોથી આવૃત્તિ પ્રગટ થાય છે. તે પછી દશવર્ષના લાંબે ગાળે આ પાંચમી આવૃત્તિ છતાં તેનો બહોળા પ્રમાણમાં ફેલાવો થતો નથી એ વૈષ્ણવોએ વિચારણીય છે. વૈષ્ણવો આ પુસ્તકનો છુટથી ઉપયોગ કરે એજ મારા પ્રયાસની સફલતા માનું છું.

| | |
|---|---|
| વ્યવસ્થાપકઃ— | લી. આપનો કૃપાકાંક્ષી |
| "શ્રીભક્તિગ્રન્થમાળા" કાર્યાલય | દાસાનુદાસ વૈષ્ણવ |
| કાળુપુર, ટીમલાપોળ નં. ૩૩૬ | **લલ્લુભાઈ છગનલાલ દેસાઈના** |
| **અમદાવાદ** | જયશ્રીકૃષ્ણ. |

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः

# श्रीसर्वोत्तमस्तोत्र

---

## मंगलाचरण.

बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ।
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै-
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद् गीतकीर्तिः ॥१॥
चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ॥
स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥
यदनुग्रहतो जंतुः सर्वदुःखातिगो भवेद् ॥
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनंदनम् ॥ ४ ॥

॥ श्री सर्वोत्तमस्तोत्र ॥

प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।
निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥१॥

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ ।
નિગમપ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥ ૧ ॥

અન્વયાર્થ—प्राकृतधर्मानाश्रयं પ્રાકૃતધર્મના આશ્રય વગરનું અને अप्राकृत અલૌકીક निखिल સઘળા धर्मरूपं ધર્મનું રૂપ इति એ પ્રકારે निगम વેદ प्रतिपाद्यं પ્રતિપાદન કરેલું यत्तत् વેદમાં સિદ્ધ કરેલું साकृतिः આકાર વાળું (સાકાર) અને शुद्धं શુદ્ધ (જ્ઞાન સ્વરૂપ) એવું (પરમાત્માના સ્વરૂપની) स्तौमि-સ્તુતિ કરૂં છું. ૧

શબ્દાર્થ—શ્રી વિઠ્ઠલનાથજી આજ્ઞા કરે છે કે, જે પ્રાકૃત ધર્મના આશ્રયથી રહિત અને સમગ્ર અલૌકિક ધર્મરૂપ છે, એ રીતે વેદમાં પ્રતિપાદન કરેલું, અને સાકાર અને શુદ્ધ સ્વરૂપ છે તેની (હું) સ્તુતિ કરૂં છું. ૧.

कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।
संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद् भुवि ॥२॥

કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વા દ્વિદુષામપિ ।
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂ દ્ ભુવિ ॥ ૨ ॥

અન્વયાર્થ—विदुषां-જ્ઞાતા પુરૂષોની अपि-પણ कलिकालतमश्छन्न दृष्टित्वात्-કલિકાલ રૂપ અંધકારથી ઢંકાયલી દૃષ્ટિ હોવાથી तस्य-તે રૂપનું माहात्म्यं-માહાત્મ્ય भुवि-પૃથ્વીમાં संप्रति-હાલમાં अविषयः-અજાણ્યું समभूत्-થયું છે. ૨

શબ્દાર્થઃ-જ્ઞાતા પુરુષોની પણ જ્ઞાનદૃષ્ટિ કલિકાલરૂપ અંધકારથી આચ્છાદિત છે. માટે તે સ્વરૂપનું માહાત્મ્ય હાલ પૃથ્વીમાં અપરિચિત થયું છે. ૨.

दयया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः ॥
वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि ॥३॥

દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિઃ ।
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥ ૩ ॥

અન્વયાર્થ—यदा-જ્યારે दयया-દયાવડે हरिः-ભગવાન निजमाहात्म्यं પોતાના માહાત્મ્યને वाण्या-વાણીવડે प्रकटं-પ્રકટ करिष्यन्-કરવાની ઇચ્છાવાળા થયા तदा-ત્યારે स्वास्यं (स्व-आस्यं) પોતાના મુખને (હરિએ) प्रादूभूतं-પ્રાદુર્ભાવ-પ્રગટ चकार-કર્યું हि-નિશ્ચય. ૩

શબ્દાર્થઃ—જ્યારે દયાવડે શ્રીહરિને પોતાના વચનદ્વારા પોતાનું માહાત્મ્ય પ્રકટ કરવાની ઇચ્છા થઇ ત્યારે પોતાનું મુખારવિંદ પ્રકટ કર્યું. ૩.

तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।
तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥४॥

તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા ।
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥ ૪ ॥

અન્વયાર્થ—अपि-પણ तदुक्तं-તે મુખે કહેલું दुर्बोधं-દુર્બોધ છે (માટે) यथा-જેવી રીતે सुबोधं-સુબોધ (સારી રીતે સમજાય તેવું) स्यात्-થાય तथा-તેવી રીતે अखिलाघहृत्- સમગ્રપાપને હણનાર (એવાં) तन्नामाष्टोत्तरशतं-તે શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ એકસો આઠ નામ प्रवक्ष्यामि-કહું છું. ૪

શબ્દાર્થઃ—પણ તેનું કહેલું દુર્બોધ છે માટે જેવી રીતે સુબોધ થાય તેવી રીતે સમગ્ર પાપને હણનાર તે શ્રીમહાપ્રભુજીનાં એકસોને આઠ નામ કહું છું. ૪.

**ऋषिरग्निकुमारस्तु नाम्नां छंदो जगत्यसौ ॥**

**श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः॥५॥**

**ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાં છંદો જગત્યસૌ**

**શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥ ૫ ॥**

અન્વયાર્થ—नाम्नां-(શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં એકસો આઠ) નામો (શ્રી સર્વોત્તમ સ્તોત્ર) ના ऋषिः-ઋષિ तु-તો अग्निकुमारः-અગ્નિકુમાર છે, च-અને असौ-આ जगती-જગતી એ નામનો छंदः-છંદ છે, તથા श्रीकृष्णास्यं-શ્રીકૃષ્ણમુખ देवता-દેવતા છે. અને कारुणिकः-દયાળુ प्रभुः-પ્રભુ (પરમાત્મા) बीजं-બીજ છે. ૫

શબ્દાર્થઃ—આ સ્તોત્રના ઋષિ અગ્નિકુમાર શ્રીગુસાંઈજી છે, અને જગતી છંદ છે, તથા દેવતા શ્રીકૃષ્ણ મુખરૂપ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી છે અને કારુણિક પ્રભુ એ બીજ છે. ૫.

**विनियोगो भक्तियोगप्रतिबंधविनाशने ।**

**कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥६॥**

**વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને ।**

**કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥ ૬ ॥**

અન્વયાર્થ—આ સ્તોત્રમાં प्रतिबंधविनाशने-બંધન નાશ કરવામાં विनियोग-પ્રયોજન भक्तियोगः-ભક્તિયોગ છે अत्र-અહિં (સ્તોત્રમાં) कृष्णाधरामृतास्वादसिद्धिः-(ભક્તિયોગથી) શ્રીકૃષ્ણના અધરામૃતના સ્વાદની સિદ્ધિ છે (પરમાત્માની કૃપા થાય છે) એ બાબતમાં न संशयः-સંશય નથી. ૬

શબ્દાર્થ:-આ સર્વોત્તમસ્તોત્રનો વિનિયોગ કહેતાં પ્રયોજન ભક્તિનો યોગ થવામાં આવતા પ્રતિબંધોનો નાશ કરવા માટેનું છે. અને સિદ્ધિ એટલે ફલ તે શ્રીકૃષ્ણના અધરામૃતનો આસ્વાદ છે, એમાં કાંઈ સંશય નથી. ૬.

**आनन्दः परमानन्दः श्रीकृष्णास्यं कृपानिधिः ।**
**दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥७॥**

**આનન્દઃ પરમાનન્દઃ શ્રીકૃષ્ણાસ્યં કૃપાનિધિઃ ।**
**દૈવોદ્ધારપ્રયત્નાત્મા સ્મૃતિમાત્રાર્તિ નાશનઃ ॥ ૭ ॥**

અન્વયાર્થ—आनंदः-આનંદ રૂપ परमानंदः-પરમાનંદ રૂપ श्रीकृष्णास्यं શ્રીકૃષ્ણના મુખારવિંદ રૂપ અને कृपानिधिः-કૃપાના ભંડાર રૂપ અને दैवोद्धारप्रयत्नात्मा-દૈવી (દૈવીજીવો)નો ઉદ્ધાર કરવામાં પ્રયત્નવાળો જેમનો આત્મા છે અને स्मृतिमात्रार्तिनाशनः-સ્મરણથીજ દુઃખોને નાશ કરનારા શ્રી આચાર્યજી શ્રીમહાપ્રભુજી છે. ૭

શબ્દાર્થ:-આનન્દરૂપ અને પરમાનન્દરૂપ શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અને કૃપાના ભંડારરૂપ અને દૈવીજીવોના ઉદ્ધાર કરવા સારૂ પોતાના મનમાં યત્ન કરનારા અને સ્મરણ માત્રથી પીડાને નાશ કરનારા એવા શ્રીમહાપ્રભુજી છે. ૭

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः ।।**

**साकारब्रह्मवादैकस्थापको वेदपारगः ।। ८ ।।**

**શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ ।**

**સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો વેદપારગઃ ।। ૮ ।।**

અન્વયાર્થ—श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः—શ્રીભાગવતના ગુઢ અર્થને પ્રકાશ ( જાહેર ) કરવામાં તત્પર, साकारब्रह्मवादैक स्थापकः—સાકાર બ્રહ્મવાદના અદ્વિતીય સ્થાપક અને वेदपारगः—વેદની સીમાને પહોંચેલા ( એવા શ્રી આચાર્યજી મહાપ્રભુજી ) છે. ૮

શબ્દાર્થ:—શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશકરવામાંતત્પર એવા અને સાકાર બ્રહ્મવાદના સ્થાપન કરનારા અને વેદના પારને પામેલા એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. ૮

**मायावादनिराकर्ता सर्ववादिनिरासकृत् ।**

**भक्तिमार्गाब्जमार्तण्डः स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ।।९।।**

**માયાવાદનિરાકર્તા સર્વવાદિનિરાસકૃત્ ।**

**ભક્તિમાર્ગાબ્જમાર્તણ્ડઃ સ્ત્રીશુદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ।। ૯ ।।**

અન્વયાર્થ—मायावादनिराकर्ता—માયાવાદનું નિરાસ કરનારા અને सर्ववादि निरासकृत्—સર્વવાદીઓને નિરાસ કરનારા અને भक्तिमार्गाब्जमार्त्तंडः—ભક્તિ માર્ગ રૂપ કમળમાં સૂર્ય રૂપ ( એટલે સૂર્ય જેમ કમળને પ્રફુલ્લ કરે છે તેમ ભક્તિ માર્ગ રૂપ કમળને પ્રફુલ્લ કરવામાં—ભક્તિમાર્ગને પ્રવર્તાવવામાં સૂર્ય

સરખા ) स्त्रीशूद्राद्युद्धृतिक्षमः-સ્ત્રીઓ તથા શુદ્રોનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવા. ૯

શબ્દાર્થ:-માયાવાદનું ખંડન કરનારા અને સર્વે વાદિઓનો પરાજય કરનારા અને ભક્તિમાર્ગરૂપી કમલમાં સૂર્યરૂપ અને સ્ત્રીઓ તથાશૂદ્રાદિના ઉદ્ધાર કરવામાં સમર્થ એવા શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. ૯.

**अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ॥**
**अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥१०॥**

**અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ ।**
**અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ ॥ ૧૦ ॥**

અન્વયાર્થ—अंगीकृतौ-અંગીકાર કરવામાં समर्यादः-મર્યાદાવાળા महाकारुणिकः-અત્યંત દયાળુ અને विभुः-સમર્થ ( મહાપ્રભુ ) अंगीकृत्यैव-અંગીકાર કરીને જ गोपीशवल्लभीकृतमानवः-કૃષ્ણ પરમાત્મામાં મનુષ્યોને વાત્સલ્ય ( પ્રેમ ) કરાવનારા અથવા પરમાત્માને વહાલા કરાવ્યા છે મનુષ્યો જેમણે એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. ૧૦

શબ્દાર્થ:-અંગીકાર કરવાને વિષે મર્યાદાવાળા અને મહાદયાલુ, અને પોતે અંગીકાર કરીને ગોપીપતિ શ્રીકૃષ્ણ ભગવાનમાં મનુષ્યોને વાત્સલ્ય કરાવનાર એવા અને સમર્થ શ્રી આચાર્યજી શ્રી મહાપ્રભુજી છે. ૧૦.

अदेयदानदक्षश्च महोदारचरित्रवान् ।
प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥११॥

અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્ ।
પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥ ૧૧ ॥

અન્વયાર્થ—अदेयदानदक्षश्च—ન આપી શકાય તેવાં દાન દેવામાં સમર્થ महोदार चरित्रवान्—અત્યંત ઉદાર ચરિત્રવાળા प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः—અને પ્રાકૃત ( મનુષ્યને ) અનુકરણ કરવાના બહાનાથી મોહિત કર્યા છે આસુરી જનો જેમણે (એવા આસુરી જનોને મોહ કરનાર) ૧૧

શબ્દાર્થ:—ન આપી શકાય એવા દાન દેવામાં સમર્થ એવા, અને ઉદારચરિત્રવાળા અને પ્રાકૃત જનને અનુસરવાના મિષથી આસુરી જનોને મોહિત કરનાર એવા શ્રીમહાપ્રભુજી છે. ૧૧.

वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ।
जनशिक्षाकृते कृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥१२॥

વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રુપો હિતકૃત્ સતામ્ ।
જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥ ૧૨ ॥

અન્વયાર્થ—वैश्वानरः—અગ્નિરૂપ वल्लभाख्यः—વલ્લભ જેમનું નામ છે ( વલ્લભ એવા નામના ) सद्रूपः—ઉત્તમ રૂપવાળા सताम्—સત્પુરૂષોનું ( ભક્તોનું ) हितकृत्—ભલું કરનારા जनशिक्षाकृते—મનુષ્યોને શીખવવા સારૂ कृष्णभक्तिकृत्—શ્ર

કૃષ્ણની ભક્તિ કરનાર निखिलेष्टदः-( મનુષ્યો ) ને પરિપૂર્ણ ઇચ્છેલું આપનારા. ૧૨

શબ્દાર્થ—અગ્નિસ્વરૂપ વલ્લભનામવાળા, સારા રૂપવાળા, સત્પુરુષોના હિતકારી, મનુષ્યોને શિખવવા સારૂ શ્રી કૃષ્ણની ભક્તિ કરનારા, સમગ્ર ઇચ્છિત વસ્તુને આપનારા એવા શ્રી મહાપ્રભુજી છે. ૧૨.

**सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः :**

**स्वानन्दतुन्दिलः पद्मदलायतविलोचनः ॥१३॥**

**સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ ।**

**સ્વાનન્દતુન્દિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥ ૧૩ ॥**

અન્વયાર્થ—सर्वलक्षणसंपन्नः-સર્વ લક્ષણોથી યુક્ત श्री कृष्णज्ञानदो-શ્રીકૃષ્ણ સંબંધી જ્ઞાનના આપનાર ( શ્રીકૃષ્ણને ઓળખાવનાર ) गुरुः-અજ્ઞાનને દૂર કરનારા. स्वानंदतुंदिलः-પોતાના સ્વરૂપના આનંદ વડે મગ્ન पद्मदलायतविलोचनः-કમળના દળ સરખાં વિશાળ નેત્રવાળા. ૧૩

શબ્દાર્થ—સર્વ લક્ષણથી યુક્ત, શ્રીકૃષ્ણના દાનને દેનાર અને ગુરૂ અને પોતાના સ્વરૂપે કરીને આનંદવાળા, કમલદલ સરખા વિશાળ નેત્રવાળા એવા શ્રી મહાપ્રભુજી છે. ૧૩.

**कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः ।**

**रोषदृक्पातसंप्लुष्टभक्तद्विड् भक्तसेवितः ॥१४॥**

 ૨૨૯૦૫

કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ ।
રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિડ્ ભક્તસેવતિઃ ॥ ૧૪ ॥

અન્વયાર્થ—પોતાની कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः-દયાવાળી દૃષ્ટિના વરસાવવાથી પ્રસન્ન થએલા દાસદાસી (ભક્ત) જનોને વહાલા पतिः-પાલક (રક્ષક) रोषदृक्पात-संप्लुष्टभक्तद्विट्-રોષવાળી દૃષ્ટિથી નાશ કર્યો છે ભક્તોના દ્વેષી જેણે भक्तसेवितः-ભક્તોએ સેવેલા (શ્રી મહાપ્રભુજી) ૧૪

શબ્દાર્થ—કૃપાયુક્ત દૃષ્ટિરૂપ વૃષ્ટિવડે ખુશી થયેલા દાસ દાસી જનોને પ્રિય, અને રોષવાળી દૃષ્ટિવડે ભક્તોના દ્વેષીયોને બાળી નાંખનાર, અને ભક્તોએ સેવેલા એવા શ્રીમહાપ્રભુજી. ૧૪.

सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ।
उग्रप्रतापो वाक्सीधुपूरिताशेषसेवकः ॥ १५ ॥

સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરૂહઃ ।
ઉગ્રપ્રતાપો વાક્સીધુપૂરિતાશેષસેવકઃ ॥ ૧૫ ॥

અન્વયાર્થ—सुखसेव्यः-સુખવડે સેવવા યોગ્ય दुराराध्यः-દુઃખ વડે આરાધના કરવાને શક્તિમાન થવાય એવા दुर्लभाङ्घ्रिसरोरुहः-દુઃખ વડે મેળવી શકાય તેવા છે ચરણકમળ જેમના એવા उग्रप्रतापः-અતિશય પ્રતાપી वाक्सीधुपूरिता-शेषसेवकः-વચનામૃતથી પૂર્ણ (સંતુષ્ટ) કર્યા છે સેવકો જેમણે એવા શ્રી મહાપ્રભુજી. ૧૫

શબ્દાર્થ—સુખે કરીને સેવવા યોગ્ય, દુઃખે કરી. આરા-

ધના કરવા યોગ, જેમના ચરણકમલ દુર્લભ છે. ઉગ્રપ્રતાપવાળા વચનામૃતવડે સમગ્ર સેવકોને સંતોષ કરનાર—પૂર્ણ કરનાર. ૧૫.

**श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ॥**

**तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥ १६ ॥**

**શ્રીભાગવતપીયુષસમુદ્રમથનક્ષમ: ।**

**તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ ॥ ૧૬ ॥**

અન્વયાર્થ—श्रीभागवतपीयुषसमुद्रमथनक्षमः-શ્રી ભાગવતરૂપી અમૃતના સાગરને મંથન કરવામાં સમર્થ (ભાગવતનો સાર કહાડવામાં કુશળ) અર્થાત્ શ્રી સુબોધિનીજીના કર્તા અને तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः-તેજ ભાગવતના સાર રૂપ થયેલી રાસની સ્ત્રીઓ (ગોપિકાઓ) ના ભાવ વડે પૂર્ણ છે દેહ (સ્વરૂપ) જેમનો એવા શ્રી મહાપ્રભુજી. ૧૬

શબ્દાર્થ:-શ્રીભાગવતરૂપી અમૃતસમુદ્રને મથન કરી શ્રીસુબોધિનીજીની કથા કરવામાં સમર્થ અને તે શ્રીભાગવતને વિષે સારભૂત એવી રાસક્રીડાના સ્ત્રીભાવે કરી પરિપૂર્ણ દેહ-વાળા એવા શ્રીમહાપ્રભુજી છે. ૧૬

**सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः ।**

**रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥**

**સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિમુક્તિદઃ ।**

**રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥ ૧૭ ॥**

અન્વયાર્થ-साञ्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा-પોતાના સાન્નિધ્ય વડેજ અર્પણ કર્યો છે શ્રી કૃષ્ણમાં પ્રેમ જેમણે विमुक्तिदः -વિશેષ મુક્તિને આપનારા रासलीलैकतात्पर्यः-રાસલીલામાં એક તાત્પર્યવાળા અને कृपया-કૃપાએ કરીને एतत्कथाप्रदः-શ્રીકૃષ્ણની કથાને આપનારા ૧૭

શબ્દાર્થ:—પોતાની સન્નિધિમાત્રમાં શ્રીકૃષ્ણને વિષે પ્રેમનું દાન કરનાર એવા અને મુક્તિને દેનારા અને રાસલીલામાં એક તાત્પર્યવાળા અને કૃપાએ કરીને શ્રીકૃષ્ણની કથાનું દાન કરનારા. ૧૭.

**विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ।**

**भक्त्याचारोपदेष्टा च कर्ममार्गप्रवर्तकः ॥१८॥**

વિરહાનુભવૈકાર્થ સર્વ ત્યાગોપદેશકઃ ।

ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગ પ્રવર્તકઃ ॥ ૧૮ ॥

અન્વયાર્થ—विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः-વિરહના અનુભવનેજ માટે બધા ત્યાગનો બોધ કરનારા भक्त्याचारोपदेष्टा-ભક્તિ અને આચારનો ઉપદેશ કરનારા च-અને कर्ममार्गप्रवर्त्तकः-કર્મમાર્ગને પ્રવર્તાવનારા ૧૮

શબ્દાર્થ:—કેવલ વિરહના અનુભવ સારૂ સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા, ભક્તિ વાસ્તે આચારનો ઉપદેશ કરનારા, અને કર્મમાર્ગને પ્રવર્તાવનારા એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે.૧૮.

**यागादौ भक्तिमार्गैकसाधनत्वोपदेशकः ।**

**पूर्णानन्दः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥१९॥**

યાગાદૌ ભકિતમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ।
પૂર્ણાનન્દઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ॥ ૧૯ ॥

અન્વયાર્થ—यागादौ યાગાદિ (કર્મો)માં भक्तिमार्गैकसाधनत्वोपदेशकः—ભક્તિમાર્ગ એજ એક સાધનપણાનો ઉપદેશ કરનારા पूर्णानंदः—પૂર્ણ આનંદવાળા पूर्णकामः—સંપૂર્ણ મનોરથવાળા वाक्पतिः—વિદ્યાઓના અધિપતિ विबुधेश्वरः—પંડિતોના અધિપતિ એવા. ૧૯

શબ્દાર્થ—યજ્ઞયાગાદિ કર્મો ભક્તિમાર્ગનાંજ એક સાધનરૂપ છે. એવો ઉપદેશ કરનાર, પૂર્ણ આનન્દવાળા, પૂર્ણકામનાવાળા, વાણીના પતિ અને પંડિતો અથવા દેવતાઓના ઇશ્વર એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. ૧૯.

कृष्णनामसहस्रस्य वक्ता भक्तपरायणः ।
भक्त्याचारोपदेशार्थं नानावाक्यनिरूपकः ॥२०॥

કૃષ્ણનામસહસ્રસ્ય વકતા ભકતપરાયણઃ ।
ભકત્યાચારોપદેશાર્થં નાનાવાકયનિરૂપકઃ ॥ ૨૦ ॥

અન્વયાર્થ—कृष्णनामसहस्रस्य—શ્રીકૃષ્ણનાં હજાર નામના અર્થાત્ શ્રીપુરૂષોત્તમસહસ્રનામ ગ્રંથના वक्ता—કર્તા (કહેનારા) भक्तपरायणः—ભક્તોને શરણ રૂપ અને भक्त्याचारोपदेशार्थंनानावाक्यनिरूपकः—ભક્તિ અને આચારોનો ઉપદેશ કરવા માટે નાના પ્રકારના વાકયને નિરૂપણ કરનારા. ૨૦

શબ્દાર્થ:—શ્રીકૃષ્ણના હજાર નામને કહેનારા અને

ભક્તોમાં પરાયણ અને ભક્તિ તથા આચારના ઉપદેશ સારૂ નાના પ્રકારના વાકયને નિરૂપણ કરનારા એવા. ૨૦.

स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः

स्वदासार्थकृताशेषसाधनः सर्वशक्तिधृक् ॥२१॥

સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ ।

સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશકિતધૃક્ ॥ ૨૧ ॥

અન્વયાર્થ—स्वार्थोज्झिताखिलप्राणप्रियः–પ્રભુને માટે (પ્રભુમાં) અર્પણ કર્યા છે સમગ્ર પ્રાણ જેમણે એવા પુરૂષોને પ્રિય–વહાલા तादृशवेष्टितः–તાદૃશ પુરૂષોથી વીંટાયેલા स्वदासार्थकृताशेषसाधनः–પોતાના દાસને માટે કર્યાં છે સમગ્ર સાધના જેમણે અને सर्वशक्तिधृक–સર્વ (પ્રકારની) શક્તિને ધારણ કરનાર. ૨૧

શબ્દાર્થ:—પોતાને માટે અખિલ પ્રાણને અર્પણ કરનાર પુરુષોને પ્રિય એવા અને તેવા તાદૃશી પુરુષોથી વીંટાયેલા અને પોતાના દાસને સારૂ સમગ્ર સાધન કરનાર અને સર્વ શક્તિને ધારણ કરનાર એવા શ્રીઆચાર્યજી. ૨૧

भुविभक्तिप्रचारैककृते स्वान्वयकृत् पिता ।

स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः स्मयापहः ॥२२॥

ભુવિ ભકિતપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્પિતા ।

સ્વવંશે સ્થાપિતાશેષસ્વમાહાત્મ્યઃ સ્મયાપહઃ ॥ ૨૨ ॥

અન્વયાર્થ—भुविभक्तिप्रचारैककृते–પૃથ્વિમાં ભક્તિના

પ્રચારનેજ માટે स्वान्वयकृत्–પોતાનો વંશ કરનાર पिता-रक्षक (પાલક) स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः–પોતાના વંશને વિષે સ્થાપન કર્યું છે પોતાનું સમગ્ર માહાત્મ્ય જેમણે એવા અને स्मयापहः–ગર્વનો નાશ કરનાર એવા શ્રી મહાપ્રભુજી ૨૨

શબ્દાર્થ:–પૃથ્વીમાં કેવલ ભક્તિનો પ્રચાર કરવા સારૂ પોતાના વંશનો વિસ્તાર કરનાર અને પિતારૂપ અને પોતાના વંશને વિષે પોતાના સમગ્ર માહાત્મ્યનું સ્થાપન કરનાર અને ગર્વનો નાશ કરનાર એવા શ્રીમહાપ્રભુજી. ૨૨.

पतिव्रतापतिः पारलौकिकैहिकदानकृत् ।
निगूढहृदयोऽनन्यभक्तेषु ज्ञापिताशयः ॥ २३ ॥

પતિવ્રતાપતિઃ પારલૌકિકૈહિકદાનકૃત્ ।
નિગૂઢહૃદયોઽનન્યભકતેષુ જ્ઞાપિતાશયઃ ॥ ૨૩ ॥

અન્વયાર્થ—पतिव्रतापतिः–પતિવ્રતાઓના પાલક पारलौकिकैहिकदानकृत्–પરલોક અને આલોક સંબંધી (સુખનું) દાન કરનારા (આપનારા) निगूढहृदयः–અતિશય ગુહ્ય હૃદયવાળા અને अनन्य भक्तेषुज्ञापिताशयः–અનન્ય (શ્રી કૃષ્ણમાંજ ભક્તિવાળા) ભક્તોમાં જણાવ્યા છે પોતાના (અંતઃકરણના) હેતુઓ જેમણે. ૨૩

શબ્દાર્થ:–પતિવ્રતાઓના પતિ અને પરલોક તથા આલોક સંબંધી દાન કરનાર અને ગૂઢ હૃદયવાળા અનન્ય ભક્તોમાં પોતાનું અંતઃકરણ જણાવનાર. ૨૩.

उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ।
भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृतः ॥२४॥

ઉપાસનાદિ માર્ગાતિમુગ્ધમોહનિવારકઃ ।
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત્ ॥ ૨૪ ॥

અન્વયાર્થ–उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः-ઉપાસના માર્ગ વગેરે માર્ગોથી મુગ્ધ ( ભોળા ) પુરૂષોના મોહને મટાડનાર અને भक्तिमार्गे-ભક્તિમાર્ગમાં सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् સર્વમાર્ગથી વિલક્ષણપણા વડે અનુભવ કરનાર. ૨૪

શબ્દાર્થ:-ઉપાસનાદિ માર્ગોમાં અતિમુગ્ધ પુરૂષોના મોહને મટાડનાર ભક્તિમાર્ગને વિષે સર્વ માર્ગથી વિલક્ષણ રીતે અનુભવ કરાવનાર એવા. ૨૪.

पृथक्शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् ।
प्रतिक्षणनिकुञ्जस्थलीलारससुपूरितः ॥२५॥

પૃથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ ।
પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥ ૨૫ ॥

અન્વયાર્થ—पृथक् જુદી રીતે शरणमार्गोपदेष्टा-( પરમાત્માનું ) શરણ ( પ્રાપ્તિ ) ના માર્ગનો ઉપદેશ કરનાર श्रीकृष्णहार्दवित्-શ્રી કૃષ્ણના હાર્દ ( હૃદયના ભાવ ) ને જાણનાર प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः-ક્ષણે ક્ષણે નિકુંજ ( લતા મંડપ ) માં લીલાના રસ વડે પરિપૂર્ણ. ૨૫

શબ્દાર્થ:—જુદી રીતે શરણમાર્ગને ઉપદેશ કરનાર,

શ્રીકૃષ્ણના હાર્દને જાણનાર, ક્ષણે ક્ષણે, નિકુંજમાં થયેલી (રાસ) લીલાના રસે કરીને પરિપૂર્ણ એવા. ૨૫.

**तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ।**
**प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहः प्रियः ॥२६॥**

**તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ ।**
**પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિયઃ ॥ ૨૬ ॥**

અન્વયાર્થ—(લતા મંડપમાં) तत्कथाक्षिप्तचित्तः-શ્રીકૃષ્ણ પરમાત્માની લીલા-કથા વડે ખેંચ્યું છે ચિત્ત જેમણે એવા અને (શ્રી કૃષ્ણની લીલા કથા શિવાય) विस्मृतान्यः—ભૂલાવ્યું છે અન્ય (પ્રભુ કથાથી વિરોધી કાર્ય) જેમણે એવા અને व्रजप्रियः—વ્રજને આલ્હાદ આપનારા (વ્રજ જેમને પ્રિય છે) प्रियव्रजस्थितिः—વહાલો છે વ્રજ નિવાસ જેમને पुष्टिलीलाकर्ता ભગવત્કૃપારૂપ લીલાઓના કર્તા અને रहः प्रियः—એકાન્તિક (ભક્ત) છે પ્રિય જેમને (અનન્ય ભક્તમાં પ્રીતિવાળા) ૨૬

શબ્દાર્થ:-તે નિકુંજવનમાં શ્રીકૃષ્ણચન્દ્ર સંબંધી રાસલીલા-કથા વડે ચિત્તને ખેંચનાર, અને તે કથા કરવા સારૂ અન્ય કથા વિરોધી કાર્યને વિસ્મરણ કરાવનાર અને વ્રજમાં પ્રીતિવાળા અને પ્રિય વ્રજમાં સ્થિતિવાળા, અને પુષ્ટિ સંબંધી રાસલીલા કરનાર અને એકાંતિક ભક્તિમાં પ્રીતિવાળા શ્રીઆચાર્યજી. ૨૬.

**भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ।**
**सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥२७॥**

**ભકતેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોઽતિ મોહનઃ ।**
**સર્વાસકતો ભકતમાત્રાસકતઃ પતિતપાવનઃ ॥ ૨૭ ॥**

અન્વયાર્થ—भक्तेच्छापूरकः-ભક્તોની મનકામનાને પૂર્ણ કરનારા सर्वाज्ञातलीलः-સર્વ ( મનુષ્યો ) વડે અજાણી છે લીલા જેમની અને अतिमोहनः-અત્યંત મોહ પમાડનારા એવા અને सर्व+असक्तः=सर्वासक्तः-સર્વને વિષે આસક્તિ વગરના અને भक्तमात्रासक्तः-ભક્તમાં જ આસક્ત (પ્રીતિવાળા) पतितपावनः-પતિતને પવિત્ર કરવાવાળા. ૨૭

શબ્દાર્થઃ-ભક્તિની ઇચ્છાને પૂર્ણ કરનારા, બીજા સર્વ પુરૂષોને અજ્ઞાત છે લીલા જેમની એવા, અને અત્યંત મોહ કરનાર, સર્વને વિષે આસક્તિ રહિત, અને કેવળ ભક્તને વિષે આસક્ત, અને પતિત પુરૂષોને પવિત્ર કરનારા, એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. ૨૭.

**स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टरः ।**
**यशः पीयूषलहरीप्लावितान्यरसः परः ॥ २८ ॥**

**સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ ।**
**યશઃ પીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ ॥ ૨૮ ॥**

અન્વયાર્થ—स्वयशोगानसंहृष्टहृदयान्भोजविष्टरः-પોતાનો યશ ગાવાથી પ્રસન્ન થઇને ( ભકતોના ) હૃદય કમળમાં છે આસન જેમનું એવા અને यशःपीयूषलहरीप्लावितान्यरसः-યશરૂપી અમૃતની છોળોથી ડુબાવ્યા છે અન્ય રસો જેમણે એવા અને परः-શ્રેષ્ઠ એવા શ્રીમહાપ્રભુજી. ૨૮

શબ્દાર્થ:-પોતાના યશ ગાવાથી પ્રસન્ન થયેલા ભક્તના હૃદયરૂપ કમલમાં આસન કરનાર, યશરૂપ અમૃતની લહેરથી ભીંજાવેલ છે અન્ય રસ જેમણે એવા, અને સર્વથી પર-શ્રેષ્ટ એવા શ્રીમહાપ્રભુજી છે.

**लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ।**
**गोवर्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥ २९ ॥**

લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ ।
ગોવર્ધનસ્થિત્યુત્સાહસ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥ ૨૯ ॥

અન્વયાર્થ-लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत्-લીલારૂપી અમૃતના રસાર્દ્ર ( રસિક ભાવ ) વડે રસીક કર્યા છે સમથ દેહધારીઓને જેમણે એવા અને गोवर्द्धनस्थित्युत्साहः શ્રીગોવર્ધનની સ્થિતિમાં ( ગોવર્ધનમાં નિવાસ કરવામાં ) ઉત્સાહવાળા-અને तल्लीलाप्रेमपूरितः-તે ભગવાનની લીલામાં પ્રેમ રસ વડે પરિપૂર્ણ એવા. -૯

શબ્દાર્થ—લીલારૂપ અમૃતસંબંધી રસાર્દ્ર ભાવવડેસકલ શરીરધારીને રસવાળા કરનાર અને શ્રીગોવર્ધન-ગિરિરાજની સ્થિતિમાં ઉત્સાહવાળા અને તે ભગવદ્ લીલામાં પ્રેમરસવડે પરિપૂર્ણ એવા શ્રી મહાપ્રભુજી. ૨૯

**यज्ञभोक्ता यज्ञकर्ता चतुर्वर्गविशारदः ।**
**सत्यप्रतिज्ञस्त्रिगुणातीतो नयविशारदः ॥ ३० ॥**

યજ્ઞભોક્તા યજ્ઞકર્તા ચતુર્વર્ગવિશારદઃ।
સત્યપ્રતિજ્ઞસ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ॥ ૩૦ ॥

અન્વયાર્થ—यज्ञभोक्ता-યજ્ઞોને ભોગવનારા-यज्ञकर्ता-યજ્ઞ કરનારા चतुर्वर्गविशारदः-ચતુર્વર્ગ (એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થો) માં કુશલ सत्यप्रतिज्ञः-સાચી પ્રતિજ્ઞાવાળા त्रिगुणातीतः-ત્રણ ગુણો (સત્વ, રજ, તમ,) થી પર અને नयविशारदः-નીતિમાં ચતુર અર્થાત્ સંપૂર્ણ નીતિવાળા. ૩૦

શબ્દાર્થ—યજ્ઞભોક્તા અને યજ્ઞકર્ત્તા, તથા **ધર્મ, અર્થ** કામ અને **મોક્ષ**ને દેવામાં ડહાપણવાળા, સાચી પ્રતિજ્ઞાવાળા, ત્રણ ગુણથી રહિત અને નીતિમાં ચતુર એવા શ્રીઆચાર્યજી. ૩૦

**स्वकीर्तिवर्धनस्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः।**

**मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥८१॥**

સ્વકીર્તિવર્ધન સ્તત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ।
માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥ ૩૧ ॥

અન્વયાર્થ—स्वकीर्तिवर्द्धनः-પોતાની કીર્તિને વધારનારા तत्त्वसूत्र भाष्यप्रदर्शकः-સાંખ્ય તત્ત્વો અને વ્યાસ સૂત્રોના ભાષ્યોના નિરૂપક मायावादाख्यतूलाग्निः-માયાવાદરૂપ કપાસમાં અગ્નિરૂપ અર્થાત્ માયાવાદનું ખંડન કરનારા ब्रह्मवादनिरूपकः-બ્રહ્મવાદને નિરૂપણ કરનારા એવા શ્રી મહાપ્રભુજી. ૩૧

શબ્દાર્થ—પોતાની કિર્તિને વધારનાર અને સાંખ્ય તત્ત્વ

અને વ્યાસસૂત્રના ભાષ્યને કરનાર અને માયાવાદરૂપ કપાસમાં અગ્નિ સરખા અને બ્રહ્મવાદનું નિરૂપણ કરનારા એવા શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. ૩૧

**अप्राकृताऽखिलाकल्पभूषितः सहजस्मितः ।**
**त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुन्दरः ॥३२॥**

અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ સહજસ્મિતઃ ।
ત્રિલોકીભૂષણં ભૂમિભાગ્યં સહજસુન્દરઃ ॥ ૩૨ ॥

અન્વયાર્થ—अप्राकृताखिलाकल्पभूषित:—અલૌકિક સમગ્ર શૃંગારો વડે અલંકૃત અને सहजस्मित:—સ્વાભાવિક હાસ્યવાળા त्रिलोकी भूषण:—ત્રિલોકી ( ભુર્, ભુવર્, સ્વર્, લોક ) ને શોભાવનારા भूमि भाग्य:—પૃથ્વીના ભાગ્યરૂપ सहजसुंदर:—સ્વાભાવિક રીતે સુંદર અર્થાત્ વગર અલંકારે પોતાના સ્વરૂપથીજ શોભતા. ૩૨.

શબ્દાર્થ—અલૌકિક સર્વશૃંગારવડે સુશોભિત અને સહજ હાસ્યવાળા ત્રણલોકમાં ભૂષણસરખા પૃથ્વીના ભાગ્યરૂપ અને સહજે આભૂષણાદિ ધારણ કર્યા વિના પણ સુન્દર મૂર્તિવાળા ૩૨.

**अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ।**
**इत्यानन्दनिधेः प्रोक्तं नाम्नामष्टोत्तरं शतम् ॥३३॥**

અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ।
ઇત્યાનંદનિધેઃ પ્રોક્તં નામ્નામષ્ટોત્તરં શતમ્ ॥ ૩૩ ॥

અન્વયાર્થ—अशेषभक्त संप्रार्थ्यचरणाब्जरजोधन:—સમગ્ર

ભક્તોએ ઉત્તમ રીતે પ્રાર્થના કરવા લાયક છે. ચરણુમળની રજ રૂપી ધન જેનું અર્થાત્-જેના ચરણકમલની રજ રૂપી ધન એવા ભક્તોને ઉત્તમ પ્રકારે ( મેળવવાની ) ઇચ્છા કરવા યોગ્ય છે એવા શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. इति એ પ્રકારે आनंदनिधेः-આનંદસાગર આનંદના દરિયારૂપ શ્રી મહાપ્રભુજી નાં नाम्नां નામોનું अष्टोत्तरम् આઠ છે પછી જેમાં એવું शत સો. અર્થાત્ એકસો ૧૦૦ અને આઠ ૮ प्रोक्तंम् ઉત્તમ રીતે કહ્યું. શ્રીમહાપ્રભુજીનાં ૧૦૮ નામ સારી રીતે કહ્યાં. ૩૩.

શબ્દાર્થઃ—જેમના ચરણકમલના રજરૂપી ધન અશેષ ભક્તજનોએ સંપ્રાર્થનીય છે. ( એટલે સારી રીતે ઈચ્છા કરવા યોગ્ય છે ) એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. એ પ્રમાણે આનંદના સમુદ્રરૂપ શ્રીમહાપ્રભુજીનાં એકસોને આઠ નામ કહ્યાં.

**श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनं जनः ।**
**स तदेकमनाः सिद्धमुक्तां प्राप्नोत्यसंशयः ॥३४॥**

શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃપઠત્યનુદિનં જનઃ
સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયઃ ॥ ૩૪ ॥

અન્વયાર્થ—यः-જે जनः-મનુષ્ય श्रद्धाविशुद्धबुद्धिः-શ્રદ્ધા વડે અત્યંત વિશુદ્ધ બુદ્ધિવાળો થઇને अनुदिनं હંમેશાં पठति પાઠ કરે છે એવા तदेकमनाः તે પરમાત્મામાં એક જેનું મન છે અર્થાત્-પરમાત્માને વિષે નિશ્ચય મનવાળો તે सः તે મનુષ્ય उक्तां-આ સ્તોત્રના છઠ્ઠા શ્લોકમાં કહેલી सिद्धिं-સિદ્ધિ ( कृष्णाधरामृतास्वादसिद्धिः- ) ને प्राप्नोति-પ્રાપ્ત થાય છે ( આ વાતમાં ) असंशयः-કાંઇ સંશય નથી. ૩૪

શબ્દાર્થ—શ્રદ્ધાવડે વિશુદ્ધ બુદ્ધિવાળો જે મનુષ્ય હમેશાં તેને વિષે નિશ્ચય મનવાળો થાય અને આ સ્તોત્રનો પાઠ કરે, તો તે પુરૂષ ઉપર કહેલી મહાસિદ્ધિને પ્રાપ્ત કરે છે. એમાં કાંઈ સંશય નથી. ૩૪.

**तदप्राप्तौ वृथामोक्षस्तदाप्तौ तद्गतार्थता ।**
**अतः सर्वोत्तमं स्तोत्रं जप्यं कृष्णरसार्थिभिः ॥३५॥**

**તદપ્રાપ્તૌ વૃથામોક્ષસ્તદાપ્તૌ તદ્ગતાર્થતા ।**
**અતઃ સર્વોત્તમં સ્તોત્રં જપ્યં કૃષ્ણરસાર્થિભિઃ ॥ ૩૫ ॥**

અન્વયાર્થ–तदप्राप्तौ–તે સિદ્ધિ (कृष्णाधरामृतास्वादसिद्धि) ની પ્રાપ્તિ શિવાય मोक्षः (अपि) મોક્ષ પણ वृथा વ્યર્થ છે. तदाप्तौ તે (સિદ્ધિ) ની પ્રાપ્તિ થાય તો तद्गतार्थता–તે (સાયુજ્યાદિક મોક્ષ) નું गतार्थता નિરર્થકપણું છે અર્થાત્ તેજ સિદ્ધિ મેળવનારાઓને સાયુજ્યાદિકની જરૂર પડતી નથી अतः–એટલા માટે श्री कृष्णरसार्थिभिः–શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રીતિની ઇચ્છાવાળા પુરૂષોએ सर्वोत्तमं–સર્વમાં ઉત્તમ એવું. स्तोत्रं–સ્તોત્ર जप्यम्–જપ કરવા યોગ્ય છે. ૩૫.

શબ્દાર્થ—તે શ્રીકૃષ્ણાધરામૃતાસ્વાદની પ્રાપ્તિ વિના મોક્ષ પણ વૃથા છે, અને તે ભક્તિમાર્ગ સંબંધી ફલની પ્રાપ્તિ થાય તો સાયુજ્યાદિમોક્ષનું પણ નિરર્થકપણું છે, એ વાસ્તે આ **શ્રીસર્વોત્તમ સ્તોત્રનો**, શ્રીકૃષ્ણ રૂપરસની ઇચ્છાવાળા પુરૂષોએ જપ કરવો૩૫.

**॥इतिश्रीमदग्निकुमारोक्तं सर्वोत्तमस्तोत्रं संपूर्णम्॥**

આ રીતે શોભાયમાન શ્રીઅગ્નિકુમાર કહેતાં
**શ્રીવિઠ્ઠલેશજી–શ્રીગુસાંઈજીએ** રચેલું, આ **શ્રી સર્વોત્તમ સ્તોત્રસટીક** ગુજરાતી ભાષામાં સંપૂર્ણ થયું.

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

## અથ શ્રી સર્વોત્તમજીનું ધોળ.

ભલે પ્રકટયા શ્રીવલ્લભદેવ શ્રીપુરૂષોત્તમ ભૂતલ ફરિજી;
નહિ પ્રાકૃત ધર્મનો લેશ, અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧
કરે નિગમનિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરેજી;
મહાકલિકાલાદિક દોષ, પંડિતની દૃષ્ટિતિમિર ભરીજી. ૨
મહિમા નવ જાણે જેહ, તે કહીએ ખરા સુર અરિજી;
વહાલો દયા કરી મુખરૂપ, નિજલીલા પ્રકટ કરીજી. ૩
જેની વાણિ અતિદુર્બોધ થાય સુબોધ જેને કરીજી;
જેનાં અષ્ટોત્તર શત નામ, તે કહીએ મહાઅઘ હરીજી;
જેના ઋષિવર અગ્નિકુમાર જગતી છંદ નામે ધરીજી;
શ્રીકૃષ્ણ કમલ મુખદેવ, બીજ દૃષ્ટિ કરૂણા ભરીજી. ૫
જેની ભક્તિમાં અંતરાય, તે નાશને પ્રયોજન સહિજી;
આપે અધરામૃતની સિદ્ધિ તે મધ્યે નિશ્ચય કરીજી. ૬
ઢાળ—વહાલો આનન્દ પરમાનન્દ કહેવાય,
શ્રીકૃષ્ણકમલ મુખ કૃપાનિધિ થાય. ૭
વહાલો દૈવી ઉદ્ધારણ પ્રયત્ન ઉપાય,
જેના સ્મરણ માત્રથી આર્તિ જાય. ૮
શ્રીભાગવતગૂઢાર્થ પ્રકટાય,

સાકાર બ્રહ્મનો વાદ સ્થપાય. ૯
વેદપારંગ ચૌદ ભુવન કહેવાય,
માયાવાદ નિરાકૃત સહુ મીલી ગાય. ૧૦
સર્વ વાદિ નિરાશ કીધા તે લખાય,
ભક્તિમાર્ગ સરસ કમલ વિકસાય. ૧૧
સ્ત્રી શૂદ્રાદિકને ઉદ્ધારવા સમર્થ,
જેના સાધન બળથી ન થાય અર્થ. ૧૨
અંગીકાર માત્રથી સર્વસ્વ કીયે,
કીધા શ્રીગોપિજન પતિને પ્રિયે. ૧૩
અંગીકાર કરે મર્યાદાનુસાર,
મહાકરૂણાવંત સમર્થ અપાર. ૧૪
વહાલો અદેયદાન દેવાને ચતુર,
મહાઉદાર ચરિત્ર કરે બહુ પૂર. ૧૫
લીલા દેખાડી પ્રાકૃતની જેહ,
તે મિષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬
વૈશ્વાનર શ્રીવલ્લભ છે નામ,
વહાલો સુંદરરૂપ સ્વજન હિતકામ, ૧૭
કૃષ્ણભક્તિ કરે જનશિક્ષાકાજ,
આપે અખિલ ઇષ્ટ શ્રીવલ્લભરાજ. ૧૮
સર્વ લક્ષણથી સંપન્ન વિવેક,

શ્રીકૃષ્ણ જ્ઞાન દાતા ગુરૂ એક. ૧૯
પોતાના આનન્દ થકી બહુ પુષ્ટ,
એના કમલ પત્રસે નેત્ર સંતુષ્ટ. ૨૦
કૃપાદૃષ્ટિની વૃષ્ટિથી હરખ્યાં મન,
તે દાસ દાસી પ્રિય પતિ છે અનન્ય. ૨૧
રોષદૃષ્ટિ કરે ભક્તિ શત્રુપ્રજાળ,
ભક્ત સેવંતા સુખ સેવા રસાળ. ૨૨
જીરે ભક્તિ વિના નહિ સેવા સાધ્ય,
તે કારણથી કહીએ દુરારાધ્ય. ૨૩
જેના ચરણ સરોજ દુર્લભ દર્શાય,
તેના ઉગ્ર પ્રતાપ ત્રૈલોક કહેવાય. ૨૪
વચનામૃત કરી પૂર્યા સેવકના અર્થ,
શ્રીભાગવત અમૃત મથન સમર્થ. ૨૫
તેનો સાર કહીએ વ્રજ સુંદરીનો ભાવ,
તે પરિપુરણ છે દેહ ભરાવ. ૨૬
સાન્નિધ્ય માત્રથી કરે દાન કૃષ્ણ પ્રેમ,
ભકિત મુક્તિ દેવાનું એઉને નેમ. ૨૭
એક રાસલીલામાં તેમનું તાન,
પ્રભુ કૃપા કરીને કરે કથાનું દાન. ૨૮
વહાલે વિરહના અનુભવને હેતે કાજ,

સર્વ ત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ. ૨૯
ઉપદેશ કર્યો ભક્તિમાર્ગ આચાર,
લોક માંહે કર્યો કર્મ માર્ગ પ્રચાર. ૩૦
વેદશાસ્ત્ર કહ્યાં યજ્ઞાદિક દાન,
તેનું ફળ મર્યાદાભક્તિ નિદાન. ૩૧
પ્રભુ પૂર્ણાનન્દ છે પૂરણકામ,
સરસ્વતીના પતિ દેવ ઇશ અભિરામ. ૩૨
વહાલે સહસ્ત્ર કહ્યાં પુરૂષોત્તમ નામ,
નિજજનને આશ્રયનું છે ધામ, ૩૩
ભક્તિમાર્ગની રીતે કરવા ઉપદેશ,
બહુ ગ્રન્થ કરીને ટાળ્યો સંશયનો લેશ. ૩૪
જેને પામવાને છોડ્યા પ્રાણથી પ્રિયે,
એવા ભક્ત સમાજ બિરાજ શ્રીએ. ૩૫
આપ સાધન કરે નિજ દાસને કાજ,
એવા સમર્થ શ્રીવલ્લભ મહારાજ. ૩૬
કરવા ભકિત પ્રચાર ભૂતલ માંહી,
વશ કીધા પિતા થઇને ગ્રહી બાંહિ. ૩૭
સર્વે સામર્થ્ય ધર્યું પોતાને વંશ,
ગર્વ દૂર કરિ ટાળ્યો સંશયનો અંશ. ૩૮
પ્રભુ પતિવ્રતાના પતિ સાક્ષાત,
કરે યહ લોક પરલોક દાન વિખ્યાત. ૩૯

જેના અંતઃકરણ છે ગુઢ અપાર,
અંગીકૃતને જણાવ્યો મનનો વિચાર. ૪૦
ઉપાસનાદિક માર્ગ જે અન્ય,
તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય. ૪૧
કર્યો નિશ્ચય જે ભક્તિ સર્વથી વિશેષ,
કીધો શરણ માર્ગનો જુવો ઉપદેશ. ૪૨
શ્રીકૃષ્ણના મનની જાણે વાત.
લીલાકુંજબિહારી પરિપૂરણ ગાત. ૪૩
કથારસ મગ્ન સદા છે ચિત્ત,
વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત. ૪૪
પ્રિય છે ઘણું વ્રજને વ્રજનો વાસ.
કરે પુષ્ટિલીલા એકાંત વિલાસ. ૪૫
કરે ભક્તેચ્છા પરિપૂરણ દાન,
નહિ નિજ લીલાનું કોઈને જ્ઞાન. ૪૬
અતિમોહિત જેનું શીલ ઘણું,
નહિ લોક વિષે આસક્તિ અણુ. ૪૭
નિજ ભક્ત વિષે આસક્તિ છે એક,
પ્રભુ પાવન કીધા પતિત અનેક. ૪૮
જે કરે પોતાના ગુણનું ગાન,
તેના હૃદય કમલ રહેવાનું સ્થાન. ૪૯
નિજ યશ રૂપી અમૃત લહેરી,

તેથી ભીંજવી સર્વ રસ વાસના હરિ. ૫૦
પ્રભુ પોતે સર્વ થકી છે પર,
ન કરે તુલ્યતા કોઈ અવર. ૫૧
લીલારસ અમૃત તરંગ બહુ,
ભીંજવ્યા છે ભક્ત શરીર સહુ. ૫૨
રૂચિ આપે ગિરિગોવર્દ્ધન વાસ,
તે લીલામાં છે અતિશય ઉલ્લાસ. ૫૩
કરે યજ્ઞભોગ ને યજ્ઞકર્મ,
આપે અર્થ કામ ને મોક્ષ ધર્મ. ૫૪
પ્રભુ સત્ય વચન છે ત્રિગુણાતીત,
નીતિ ચતુરાઈ છે અતિ અગણિત. ૫૫
કરવા પોતાની કીર્તિ પ્રકાશ,
કર્યું વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય. ૫૬
અતિ તુચ્છ તૂલ જે માયાવાદ,
કરી ભસ્માગ્નિ સ્થાપ્યો બ્રહ્મવાદ. ૫૭
અપ્રાકૃત ભૂષણની અતિ કાંતિ,
હસતા મુખ શોભે છે બહુ ભાંતી. ૫૮
પ્રભુ તીનલોકના ભૂષણ સાર,
પ્રગટયા ધરણીનું ભાગ્ય અપાર. ૫૯
પ્રભુ સુંદરતા છે અતિશય અનૂપ,
કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ. ૬૦

સૌ માગે છે પોતાના જન,
ચરણારવિંદની રજ જે ધન. ૬૧
એ કહ્યાં એકસોને આઠે નામ,
શ્રી વલ્લભ નામ આનંદનું છે ધામ. ૬૨
વલણ—જે કોઈ શ્રદ્ધા કરી નિત્ય ગાએરે,
તેનું મન પહેલું સ્થિર થાયેરે. ૬૩
અધરામૃતની સિદ્ધિ પામેરે,
તેમાં સંશયનું નહી નામેરે. ૬૪
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે,
તેના ફલમાં મુકિત છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરવો રે,
શ્રીકૃષ્ણ રસે મન ભરવો રે. ૬૬
શ્રી વિઠ્ઠલ ઉચ્ચરિત એ નામ રે,
જે ગાય પુરે તેનાં કામ રે. ૬૭
તેનો જન્મ સફલ કરી લેખે રે,
તે શ્રી વ્રજભુષણજીનાં સુખ દેખે રે. ૬૮

ઇતિ શ્રી વ્રજભૂષણજી મહારાજકૃત શ્રી સર્વોત્તમ ધોળ સમાપ્ત.

---

રાગ કાફી પદ ૧ લું.

### શ્રી સર્વોત્તમ પદ.

શ્રી સર્વોત્તમ જપ નિત્ય કરના હો, (૨)
સકલ શાસ્ત્રકો સાર એહી હે,

ત્રિવિધ તાપ સબ અઘ હરના હો. શ્રીસર્વો. ૧
પુષ્ટિ પદાર્થ યાહી તેં પૈયત,
યાહી તેં ભવસાગર તરના હો—
રંગીલે ત્રીકમ જાઉં બલિહારી,
કાલદંડસે ના ડરના હો. શ્રીસર્વો. ૨

---

રાગ કાફી—પદ ૨ જું

કરીયે શ્રીસર્વોત્તમ રસ પાન; (૨)
પ્રસંશા કરી શકે કોન કવિ એસો,
શ્રીમુખ કરત વખાણ. કરીયે શ્રી. ૧
અતિશય કરૂણા કરી આ કલિમેં,
દીયો દૈવી જીવનકું દાન;
એક એક અક્ષર હે અધરામૃત,
ગુપ્ત રહસ્ય ગુણ ગાન. કરીયે શ્રી. ૨
અર્ધ નિમેષ વિલંબ ન કરીએ,
રેન દિવસ આઠો જામ;
રસિક પ્રીતમ જાકે રંગ રંગ્યો,
સોહે ભક્ત નિધાન. કરીયે શ્રી. ૩

ઇતિ શ્રી સર્વોત્તમજીનાં પદ સમાપ્ત.

---

# શ્રી વ્રજયાત્રા દર્શન

## વ્રજયાત્રાનાં તમામ સ્થળોના ૧૨૫ ઉપરાંત ફોટાવા તદ્દન નવીજ ઢબથી લખેલું




તમામ સ્થળે સંપૂર્ણ હેવાલ, પ્રાચ ને અર્વાચીન ઐતિહાસિક માહિતી, લીલાભાવનાનું સંપૂર્ણ વર્ણન, દરેક સ્થળોના મોટા જંગી ખર્ચે તૈયાર કરાવેલા, ૧૨૫ ઉપરાંત ફોટા, જગદ્‌ગુરુ શ્રી મદ્વલ્લભાચાર્યજી પ્રતિપાદિત શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તના સાહિત્ય પ્રકાશનોમાં ૪૦૦ વર્ષમાં આવું એક પણ પુસ્તક પ્રકટ થયું નથીજ. ન્યો. ૧-૦-૦ **એક રૂપીઓ જ.**